# પાક
# ખોરદેહ અવસ્તા.

# આ નાની પવિત્ર બંદગીની

# કેતાબ.

તમો......................ને
એક ભેટ તરીકે ખરાં અંતકરણથી દુવા
સાથ એનાયત કરવામાં આવેછે કે એને
જાલવી રાખી, તમારાં ન્યાગાનોને પગલે
ચાલી, રોશની, હુવા, પાંણી, પૃથ્વી,
અક્કલ, ફરોહર રવાન વગેરે અનેક
કીમતી બખશેશોના દાતાર માહઝાની
અહુરમજદની દરરોજ અરધો કલાક
પણ શાંત મને, એક ચિતથી, ખરાં
દિલની સ્તુતિ કરી, તેના હુકમોને તાબે
થઇ તંદરોસ્ત અને સુખી જીંદગી
ગુજારો. **આમીન! આમીન!!**

બનામે ખુદા.

# શેહનશાહી

પાક

# ખોરદેહ અવસ્તા.

૧૦,૦૦૦ નકલ

છપાવી પ્રસીદ્ધ કરનાર

બઝમે જશને રૂઝે અહુરમજદની મંડળી

---

મુંબઇઃ

જ૦ ન૦ પીતીત પારસી ઑરફનેજ

કૅપટન પ્રિંટિંગ વર્કસ.

---

માહ ૧ લો સને ૧૨૭૩ યઝદેજર્દી.

## સાંકળ્યું.







## કદમી બાળકો માટે.





# બંદગી.

૧. બંદગી ખોદાના મેળાપનું સાધન:—

પઉરી—જસાઇ મજદા ઉસ્તાન જસ્તો
અત્ વાઓ અષા અરેદ્રખ્યાચા નેમંધૂહા

સ્પેન્તોમદ ગાથા હા ૫૦ ફ. ૮.

અર્થ:—અશોઇની મારફતે તથા ક્રિયાની ભેટ સાથની **બંદગીની મારફતે ઓ હોરમજદ તુને ખચીત હું પોંહચું.**

૨. બંદગી એક જાતનું આપણે માથે કરજ:—

મજદા.....
તાતૂ વોહૂ મનંધૂહા
અપાચા ઇષુદેમ્ સ્તૂતો.

અહુનવદ ગાથા હા ૩૪ ફ. ૧૫.

અર્થ:—ઓ હોરમજદ.....નેક મનશની તથા અશોઈથી તારી કીર્તિનાં ગાયણનું કરજ (હું અદા કરૂં).

## ૩. બંદગીની અગત:—

નેમો વોહુ, નેમો વહિસ્તેમ, જરથુશત્ર, ગએથાબ્યો.

સરોશ યસ્ત હોદોખ્ત ક. ૧.

અર્થ:—ઓ જરથોસ્ત, દુન્યાના લોકોને માટે (યાને તેઓના ફાયદાને માટે) બંદગી સારી (છે). **બંદગી સોથી સરસ (છે).**

## ૪. બંદગીમાં મોજ માનવી:—

નેમહી સ્કયામા અહુર મજદા, નેમહી ઉસેમહી, નેમંધ્હે વીસામઇદે.

યજશને હા ૫૮ ક. ૩.

અર્થઃ—ઓ હોરમજદ **બંદગી** (કરવા) **માં અમે મોજ લઇએ છીએ, બંદગીમાં અમો શોખ રાખીએ છીએ, બંદગી માટે અમો મશગુલ થઇએ છીએ.**

**૫. બંદગી હમેશાં કરવી.:—**

અત્ વાઓ યજ઼ાઇ સ્તવસ્ મઝ્દા
અહુરા,
હદા અષા વહિસ્તાચા મનંઘ્હા.
સ્પેન્તોમદ ગાથા હા ૫૦ ફ. ૪.

**અર્થઃ**— ઓ હોરમજદ (હું જે તારી) કીર્તિ ગાનારો (તે) અશોઇથી તથા નેક મનશનીથી ખચીત તુંને **હમેશ આરાધું** અથવા ભજું).

**૬. બંદગી તાકાત હોય ત્યાં સુધી કરવી:-**

અત્ વે સ્તઓતા અઓજાઇ મજ્દા
 આઓંઘ્હાચા,
યવત્ અપા તવાચા ઇસાઇચા.

સ્પેન્તોમદ ગાથા હા ૫૦ ફ. ૧૧.

અર્થ:—ઓ હોરમજદ જ્યાં સુધી અશોઇની મારફતે હું **શકિત ધરાવુંછું** તથા **તાકાત** રાખું છું **ત્યાં સુધી**, જેમ પહેલેથી હું થતો આવેલોછું તેમ **તારી** કીર્તિ ગાનાર તરીકે હું જાણીતો થઇશ.

**૭. બંદગી નમનતાઇથી હાથ ઉંચા કરી કરવી:—**

તેમ્ ને યસ્નાઇશ આર્મતોઇશ મિમઘ્જો
યે આંન્મેની મજ્દાઓ સ્રાવી અહુરો.

ઉશ્તવદ ગાથા હા ૪૫ ફ. ૧૦.

**અર્થ—નમનતાઇ ભરેલી આરાધનાથી** તેની (યાને અહુરમજદની) ભક્તિ કરવાને ઇચ્છીએ છીએ, જે પોતાનાં અખુટ બળમાં મહાજ્ઞાની તથા જીંદગી બખશનાર તરીકે જણાયલોછે.

..... ઉસ્તા નાઇશ અહ્વા,
જસ્તાઇશ ફ્રી નેમ્ના અહુરાઇઆ.

અહુનવદ ગાથા હા ૨૯ ક. ૫.

અર્થઃ—આએ (દીનની બાબદમાં) ઉંચા **હાથોથી હોરમજદને માટે અમો સ્તુતી ગાનારા (છીએ).**

## ૮. બંદગી નેક નૈયતથી કરવીઃ—

નેમો વોહુ અધવીમ્ અત્ બએપેમ યજમઇદે.

વીસ્પરદ કરદો ૨૧ ક. ૩.

અર્થ:—ભલી ખરાં દીલથી કીધેલી તથા બદ નિષ્ટાથી દુર એવી) નેમાજને હમો વખાણીએ છીએ.

૯. બંદગી અશોઇની રાહે ચાલી કરે તોજ મુરાદ ફળે:—

યે જઓતા અષા એરેજૂશ હ્વો.
મન્યેઉશ આ વહિસ્તાત્ કયા,
અષાત્ અવા મનંઘ્હા યા,
વેરેજયેઇઘાઇ મન્તા વાસ્ત્રયા.

અહુનવદ ગાથા હા ૩૩ ફ. ૬.

અર્થ:—ખાલેશ પરસ્તેશ કરનાર તરીકે અશોઇની મારફતે તથા ઘણીજ નેક નૈયતથી (ઓ હોરમજદ) (તુંને) હું પોતે હરદમ યાદ કરૂંછું, કે જેથી (મારી) મુરાદ મુજબ ધારેલું કામ હું પાર પાડું.

**અશોઇ** ઘણે બોહલે અર્થે વપરાયછે. એનો અર્થ ખુદરતના તમામ કાયદાઓને માન આપી ચાલવું એવો થાયછે. **અશોઇમાં** ફકત તનનીજ પરહેજગારી આવેછે એમ નહિ પણ મનનીબી તમામ પ્રકારની પવિત્રાઇ સમાઇ જાયછે. ટુંકમાં, જે કોઈ, અશો પેગમ્બર મારફતે મોકલેલા, અહુરમજદના તમામ કાયદાને માન આપીને, સ્વચ્છ, સાદી, દુન્યાની મોજશોખથી વેગળી, પરમાર્થી જીંદગી ગુજારે, તે **અશો.**

## ૧૦. બંદગી નેક નેયતથી કરનારને બંને જેહાંનનું સુખઃ—

તાયા વોહૂ ષવાઇ મનંઘ્‌હા
યસ્નેમ્ મઝ્દા ક્ષમાવતો અત્
વા અષા સ્તઓમ્યા વચાઓ

દાતાવે અમેરે તાઓસ્ચા
ઉતયૂઇતી હઉર્વંતાસ દઓનો

અહુનવદ ગાથા હા ૩૩ ફ. ૮.

અર્થ:—જેથી નેક નૈયતથી, ઓ હોરમજદ, તારા જેવાની આરાધના તેમજ તારી કીર્તિના સખુનો અંત:કરણથી હું જારી રાખું (જેથી) ભેટ તરીકે ખોરદાદ (યાને **આ દુન્યાનાં સુખ**)ની તથા અમરદાદ (**યાને પેલી દુન્યાના અમરપણાં**)ની જાથુકની બખશેશ તું (મને) આપ.

## ૧૧. બંદગી નેક નૈયતનીજ બચાવ સમાન:—

અષિશ હાગેત્ આર્મઇતિશ હાગેત્, યંગ્હે નેમંઘહો ચિથ્રેમ. હુમતેમ્ચા હૂખ્તેમ્ચા, હ્વર્શ્તેમ્ચા, તત્ને નેમે નિપાતૂ. પઇરી દએવાઅત્ચા ત્અએષંધ્રૂહત્ મષ્યાઅત્ચા.

યજશને હા ૫૮ ફ. ૧.

અર્થ:—અશોઈની પુઠે ચાલનારી (તથા) સભ્યતાની પુઠે ચાલનારી (તથા) જે **બંદગી-નું મુળ નેક વિચાર, નેક વચન તથા નેક કામ એવી (સેફતની) બંદગી દેવો તથા માણસોના આજારથી અમને બચાવે.**

**૧૨. બંદગીથી જીવની શાંતિ:—**

યુષ્માકેમ્ યસ્નાંઇચ વહ્માઇચ ક્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ યત્ અમેષનામ્ સ્પેન્તાંમ્ અષ્ઠાકેમ્.....હુરૂન્યાઇચ યત્ સઓષ્યંતાંમ્ અષઓનાંમ્.

વીસ્પરદ કરદો ૫ ફ. ૧.

અર્થ:—અમો (દુન્યાને) ફાયદો કરનારા **અશો (લોક)ની જીવની શાંતિને માટે** અમષાસ્પંદોની અરાધના કરવાને (તમારી)

ખુબીઓ ગાવાને, (તમને) ખુશનુદ કરવાને તથા (તમારી) વખાણ કરવાને માટે (અમો કબુલ થઇએ છીએ.)

## ૧૩. બંદગી નહિ કરનારનું સેવટ ખરાબ:—

અહ્માઇ અકાત્ અય્યો,
યે હોઈ નોઇત્ વીદાઈતી;
અપેમે અંઘહેઉશ્ ઉર્વેએસે.

વોહુક્ષથ્ર ગાથા હા ૫૧ ક. ૬.

અર્થ:—જે કોઇ તેની (અહુરમજદની) **ભકિત કરતો નથી,** તેને દુન્યાની છેક આખેરીમાં (યાને કયામતને દહાડે) ખરાબના કરતાં વધારે ખરાબ (થશે) (યાને **તેને સેવટે ઘણું ખમવું પડશે**).

## ૧૪. બંદગી પાક અવસ્તા ભાષામાંજ થવી જોઇએ તેનાં કારણો:—

(ક) આપણ જરથોસ્તીઓએ આપણા મહાન પેગમબર અશો જરથોસ્ત જેનાં ઉંચા ફીલસુફી તથા ભેદભર્યાં નીતિનાં શિક્ષણ બાબે યુરોપ, અમેરિકાના નાંમીચા વિદ્વાનો આજપણ એક અવાજે તારીફ કરેછે, તે અશો ખોદાને પહોંચેલા, ઇજદી દરજજો પામેલા પેગમબરના દરેક વિચાર, વચન અને કામને અતિ પવિત્ર ગણી તે મુજબ અમલ કરવાની આપણી ફરજ વિચારી હમેશ કોશેશ કરવી જોઇએ, એટલુંજ નહિ પણ બહમન અમષાસ્પંદ અને સરોશ ઇજદ મારફતે પાક દાદાર અહુરમજદ તરફથી બસારત મેલવી જે ભાષામાં તેવણે આપણાં બંને જહાનના સુખને માટે ખોદાઇ કલામો

જાહેર કર્યા તે ભાષાને પણ બીજી કોઇબી ભાષા કરતાં વધારે પવિત્ર ગણી માન આપવાની દરેક ધર્મચુસ્ત જરથોસ્તીની ફરજ છે, અને તે ફરજ અવસ્તા ભાષામાં જોડેલી બંદગી તર્ક કરી ગુજરાતીમાં જોડેલી બંદગી ચાલુ કર્યાથી બજાવી શકાય નહિ, પણ પાક અવસ્તા ભાષામાંજ બંદગી કર્યાથી તે માન તેમજ પવિત્ર ભકિતભાવ જાળવી શકાય.

(ખ) પોતાના ધર્મ પુસ્તકોની અસલ ભાષા તરફનું એવાજ પ્રકારનું માન દુન્યાના મુખ્ય ધર્મો પાળનારાઓમાં મોટે ભાગે જોવામાં આવેછે. હિંદુધર્મની સંસકૃત ભાષા, યાહુદી ધર્મની હીબ્રુ ભાષા તથા મુસલમાન ધર્મની અરબી ભાષા એવાજ માનને લીધે આજ સુધી બંદગીની ભાષા તરીકે ચાલુ છે.

(ગ) અવરતા ભાષામાંજ બંદગી કર્યાથી, તે ભાષા ખુદરતી રીતે જે મુલકમાં તે બોલાતી હતી તેની, યાને ટુંકમાં અસલ ઇરાન સર જમીનની, અને તેની સાથેજ ત્યાં રાજ કરી ગએલા નામીચા ઇરાની જરથોસ્તી પાદશાહોની જાહોજલાલીની, તેમજ આપણા બરહક અશો પેગમબરની, ટુંક પણ સામટી તવારીખ રૂપી યાદ દેવડાવે છે. ગુજરાતીમાં બંદગી કર્યાથી તવારીખનો ખાશ અભ્યાસ કર્યા વગરની તેવી યાદ લાંબે વખતે ભુસઈ જવાનો સંભવ રહે છે, અને તેમ કરવું એક અસલી મહાન પ્રજાના આપણ વારસોને છાજતું ગણાય નહિ.

(ઘ) હાલમાં જયારે યુરોપ્યન લોકો પારસ્કા દેશોમાં શોધખોળ તેમજ ખોદ કામ કરી ત્યાંની અસલી ભાષા, તવારીખ તથા વિદ્યા

હુન્નર ઉપર રોશની નાખવાને પુષ્કળ દ્રવ્ય ખરચી મહેનત કરેછે ત્યારે આપણે એક પગલું પાછા હઠી અવસ્તા ભાષામાં બંદગી કરવાનું છોડી દઈએ તો પુરાતમ અવસ્તા ભાષાની જાળવણી કરવામાં પછાત પડેલા ગણાઇએ.

(૭) ખુદ ગાથાના લખાણમાં માંથ્રવાણી યાને **અવસ્તા ભાષામાં ભણવા માટે અશો જરથોસ્તનું ફેરમાન છે.**

યે માંથ્રા વાચેમ્ મજ્દા બરઈતી,
ઉર્વથો અષા નેમંધ્રહા જરથુસ્ત્રો.

સ્પેન્તોમદ ગાથા હા ૫૦ ક. ૬.

**અર્થ:**—ઓ હોરમજદ જે (કોઇ) માંથ્રવાણીને અશોઈથી (તથા) (પુરતાં) નમન સાથ ઓચરેછે (તેનો) દોસ્ત (અશો) જરથોસ્ત (છે).

ઇજશનેના ૩પથી ૪૨ હા જે મોટી હપ્તન યસ્તને નામે ઓળખાયછે. અને જે ગાથાને મળતીજ ભાષામાં લખાયાછે તેમાં પણ ભણનાર માંથ્રવાણીઆંજ ભણવાની કબુલાત આપેછે.

થ્વોઇ સ્તઓતરસ્ચા, માંથ્રનસ્ચા, અહુરા મજ્દા, અઓગેમદએચા, ઉસ્મહિચા, વીસા· મદએચા.

ઇજશને હા ૪૨ ફ. ૫.

અર્થ:— ઓ હોરમજદ, તારી વખાણ કરનારા તથા માંથ્રવાણી ભણનારા તરીકે અમો પોતાને કહીએ છીએ, પસંદ કરીએ છીએ તથા કબુલ રાખીએ છીએ.

(ચ) હીંદુઓના ધર્મ પુસ્તકની ભાષા સંસકૃતને જેમ તેઓ દેવવાણી ગણેછે તેમ આપણી માંથ્રવાણી યાને અવસ્તા ભાષાનેબી ગાથામાં ઇશ્વરી ગણવામાં આવીછે. અને તેથી એક

જરથોસ્તીને બંદગી કરવા માટે એજ ઉત્તમ ભાષા ગણાવી જોઇએ.

તેમ્ આઝૂતોઇશ્ અહુરો માંથ્રેમ્,
તષત્ અષા હજઓષો.

અહુનવદ ગાથા હા ૨૯ ફ ૭.

અર્થ:—આબાદી ચાહનાર હોરમજદે અશોઇની મારફતે આ માંથ્રવાણી બનાવી.

(૭) નીચલી શાહદતો ઉપરથી સીદ્ધ થાયછે કે અવસ્તા ભાષા યાને માંથ્રવાણી અને તેમાં જોડેલી બંદગીઓ ઘણીજ એજમતી છે. અને તેથી એજ બંદગીને લાયકની ભાષા ગણાવી જોઇએ:—

(૧) આઅત્ ત્રઓત્ અહુરો મજદાઓ, ચેજિમે માંથ્રેમ ફ્રત્રત, મરાઓ વા, દ્રેન્ જ્યાઓ.....હઓમ્ તનૂમ્ ગઓજઇતિ.

ખોરદાદ યશ્ત ફ. ૪.

અર્થઃ—ત્યારે દાદાર અહુરમજદે કહ્યું કે અગરજો (કોઇ) મારા માંથ મોટે સાદે બોલે (તથા તે) યાદ કરનારો અથવા ભણનારો (થાય).....તો (તે શખ્સ) પોતાના તનને (દેવ દરૂજના હુમલાથી તથા બદીથી) બચાવે છે.

(૨) માંથ્રો સ્પેન્તો મઇન્યવીમ્ દ્રુજેમ નિઝબઇરિસ્તો.

સરોશ યશ્ત તોદોખ્ત. ક ૩.

અર્થઃ—માંથ સ્પેન્ત (અથવા પવિત્ર માંથ) મીનો દરૂજને (યાને મનની બે કરારીને) ઘણોજ બહાર કાઢી નાંખનાર છે.

(૩) બએષજનામ્ બએષજયોતેમો યત્ માંથ્રેમ સ્પેન્તેમ—બએષજયો, યો નર્શ્ અષ-ઓનો હચ ઉરૂથ્વાંન્ બએષજયાત્.

અરદીબેહેસ્ત યશ્ત ક. ૬.

અર્થ:—પવિત્ર માંથ્રવાણી ભણીને સાજું કરનાર (બધા) વૈદોમાં ઘણોજ તંદરોસ્તી આપનાર (છે કારણ) તે અશો માણસનાં બાતેનથી (તેને) તંદરોસ્તી આપેછે.

(૪) મજ્જિસ્ત માંથ્ર, મજ્જિસ્ત વેરેજ્ય, મજ્જિસ્ત ઉર્વંઇથ્ય, મજ્જિસ્ત હઈથ્યા વેરેજ્ય, મજ્જિસ્ત વીન્દઇથ્ય, દએનયાઓ માજ્દયસ્નોઇશ યઝમઇદે.

રપિથ્વન ગેહ ફ ૭.

અર્થ:—માંજદયસ્ની દીનના સૌથી ચઢતા માંથ્ર (જે) અસર કરવામાં સૌથી ચઢતા (કાંઇબી) કામ બજાવવામાં સૌથી ચઢતા, રાસ્ત કામ કરવામાં સૌથી ચઢતા, (તથા કાંઇબી મતલબ) સંપાદન કરવામાં સૌથી ચઢતા (એવા જે માંથ્ર તેને) અમો યાદ કરીએ છીએ.

(૫) અહુનો વઇર્યો વચાંમ વેરેથ્ર જ્ઞસ્તેમો

સરોશ યસ્ત હોદોખ્ત ક. ૩.

અર્થઃ—(બધી) બંદગીઓમાં અહુનવર (યાને "યથા અહુવઇર્યો") સૌથી ફતેહ આપનારી છે.

(૬) અહુનેમ વઇરીમ તનૂમ પાઈતિ.

અર્થઃ—અહુનવરની (બંદગી) તનને બચાવે છે.

(૭) સ્રઓષસચ ઇધ અસ્તુ ..યસ્નહેચ હપ્તંઘૂહાતોઇથ્ર ફ્રવાકએચ પઇતિ-આરતયએચ મજ્દાતએચ, જરજ્દાતએચ ફ્રમરેતએચ ફ્રઓખ્તએચ વેરેથ્રઘ્ને અશઓને અનંપ્યુખ્ધે અનપિષ્તે.

વીસ્પરદ કરદો ૧૫. ક. ૨

અર્થઃ—યસ્ન હપ્તંઘૂહાઇતિ (યાને હપ્તન યસ્ત) ને ફત્તેહ આપનાર તથા પાક (ગણીને)

(તે ભણુતી વખતે) બીજું કાંઇ વચ્ચે બોલ્યા વગર (અથવા) વચમાંથી કાંઇ મુકી દીધા વગર (તેને) ભણવાને માટે (તેને) કબુલ રાખવાને માટે (તેને) બુલંદ દરજ્જો આપવાને (તેની ઉપર) દીલ લગાડવાને (તેને) સ્મરણ કરવાને તથા (બીજાઓને) (તે) સમજાવવાને માટે આ મુકામમાં તાબેદારી થજો.

(૮) અથ ઇમાં વચો દ્રેનજયોઈશ, ચોઇ અંધ્રુહેન વારેથ્રધ્નયોતેમચ બએષજયોતેમચ. યથા અહૂ વઇર્યો, કેમના મજ્દા.

વંદીદાદ પરગ ૮. ફ. ૭૨.

અર્થ:—ત્યારે આ "યથા અહુ વઇર્યો" અને "કેમના મજ્દા"ના કલામો તુંને ભણવા જોઇએ કે જે ઘણાંજ ફતેહમંદ તથા ઘણાજ તનદરોસ્તી આપનારા છે.

(૯) અએષોઈ વાક્ષ્ જરથુસ્ત્ર એરેજુખ્ધો ફ્રસ્રવાનો આવચો અહુનો વઇર્યો ફ્રઓખ્તો અમહેચ વેરેથ્રઘ્નહેચ ઉરૂનચ દએનચ રપન્વન્તિ.....

હોદોખ્ત નુસ્કપરગરદ ૧. ફ. ૪.

અર્થ:—કારણકે એ જરથોસ્ત, તે સાચો અષેમનો કલામ (અથવા) સ્પષ્ટ રીતે ભણેલી અહુનવરની બંદગી તે ભણનારનાં રવાનમાં તથા તેના દીનના એતેકાદમાં હિમ્મતનો તથા ફતેહનો વધારો કરેછે.

અનેક શાહદતોમાંથી ચુંટી કહાડેલી ઉપર જણાવેલી નવમાંની સાતમી વીસપરદની શાહ-દતમાં તો ખોલ્લું જણાવ્યું છે કે ભણતરોમાં કાંઇબી ફેરફાર કર્યા વગર એમનાં એમ ભણવાં, ને તે કોઇને નહિ સમજ પડે તો તેની સમજણ આપવી. એજ મુજબ ઇજસ્નેના ૧૯માં હામાં

યથા અહુ વઇર્યોના કલામ વિષે લખ્યું છે કે તે કલામમાં જરાપણ વધઘટ ન કરતાં એમને એમ પઢે તો તેની અસર ઘણી થાયછે.

(જ) કોઇ પણ ભાષાના એજમતી કલામોની અસર, તે કલામો તેજ ભાષામાં બોલવામાં આવે તોજ જળવાય. અવસ્તા ભાષાના કલામો ઉપલી દલીલોને આધારે એજમતી પુરવાર થયાછે તેથી તેની એજમતી અસર જાળવી રાખવા બંદગી અવસ્તા ભાષામાંજ થવી જોઇએ.

(ઝ) અવાજ વિદ્યાથી વાકેફગારો જાણે છે કે ચોકસ અવાજ ચોકસ પ્રકારનીજ ધ્રુજણી હવામાં ઉત્પન્ન કરી ચોકસ આકારો બનાવે છે અથવા ચોકસ આકારોને તોડી નાંખેછે, અને એ આકારોની અસર આજુબાજુ ફેલાય

છે, એક અવાજ, એક અસર ઉત્પન્ન કરે છે તો તેથી ઉલટો ઉલટીજ અસર ફેલાવેછે. એ વિદ્યાની મદદથી તો હાલમાં જરમની દેશમાં ભેજાના દરદીઓને ચોકસ ગાયણોની મારફતે સાજા કરવાની ઓસ્પીટલ વટીક ઉઘાડવામાં આવી છે. ખુદ આપણા અવસ્તામાં પણ અરદીબેહેસ્ત યસ્ત તેવી ગરજ સારેછે. અને તે યસ્તમાં તેવી મતલબનો ફકરો પણ છે, જે આગલી નવ સાહદતમાંની ત્રીજી સાહદતમાં આપણે વાંચી ગયા. એ યસ્તથી સાજા કરવાના કામને આપણે "અરદીબહેસ્ત યસ્તની પીછી કરવી" કરી કહીએ છીએ. એમ હોવાથી ભણતરના કલામોની ધારેલી અસર નીપજાવવા માટે તે જોડનારા તે કાયદાઓથી વાકેફ હોવા જોઇએ એટલુંજ નહિ પણ માહાત્મા પેગમબર અને તેના ચેલા જેવા ખોદાઈ જ્ઞાનમાં લીન થઇ તેની

અથાગ શક્તિ અને અનંત રચના, બેહદ ડાહપણ તથા અજબ કરામતનો પુરતો ખ્યાલ મેળવેલા મીનોઇ જ્ઞાનથી સંપુર્ણ વાકેફ થએલા ઘણાજ અશો જીંદગી ગુજારનારા જોઇએ કે જેથી ખોદાઇ બસારત મેળવી ભણતરોમાં જોઇતો જોશ, ઝમક, રસ અને અસર દાખલ કરી શકે. આપણાં ભણુતરો મહાન પેગમબર અશો જરથોસ્ત અને તેના જાયનશીનોનાં એવાજ ઉતમ પ્રકારનાં છે. અને તેથા તેજ ભાષા જાળવી રાખવી જોઇએ.

(૮) અવસ્તા ભાષાના વિદ્વાન સ્કોલર એરવદ કાવશાજી એદલજી કાંગા, જેવણે પોતાની આખી જીંદગી અવસ્તાના અભ્યાસ પાછળ ગુજારી છે, તેવણ બી અવસ્તાના પોતે કરેલા તરજુમામાં ઘણેક ઠેકાણે જણાવેછે કે ચોકસ ફકરાઓના અર્થ તેવણુ ખાતરી પૂર્વક કરી

શકયા નથી. એમ છે અને જ્યારે આપણી સાધારણુ બંદગીઓમી ગાથા, વંદીદાદ તથા યજસ્નેમાંથી ચુંટી કાઢેલા ફકરાઓની બનેલી છે. [ દાખલા તરીકે "કેમના મજદા" ગાથાના ૪૪, ૪૬, તથા ૪૯, હામાંથી તેમજ વંદીદાદની ૮ મી પરગરદમાંથી લીધેલા ફકરાઓની બનેલી છે. "જસમે અવંઘ્રહે મજ્દ" યજશ્નેના ૧૨ મા હામાંથી; "જમવાની બાજ" યજસ્નેના ૩૭ મા હામાંથી, "હાજતે જવાની બાજ" યજસ્નેના ૧૮) તથા ૩૫) માં હામાંથી; અહાઇ રએસ્ચ યજસ્નેના ૧૮ માં હામાંથી, હોશબામ ઈજસ્નેના ૮ મા, ૨૭) મા ૫૨) માં તથા ૬૦ મા હામાંથી ગાથાના ૪૫) માં હા માંથી તેમજ વંદીદાદની ૧૧) મી પરગરદમાંથી; ખોરશેદ ન્યાએશ યજસ્નેના ૧૧, ૩૬, તથ: ૬૮ મા હા તેમજ ગાથાના ૩૩,

તથા ૪૩ મા હામાંથી ફકરાઓ ચુંટી કહાડી બનાવવામાં આવીછે.] ત્યારે તેઓનો સંપુર્ણ અર્થ જળવાઇ રહે એવી રીતે બીજી ભાષામાં કોણ જોડી શકનાર છે?

(૬) હાલમાં પણ આપણા બોલવાના ટેકામાં કોઇ શાહદત ટાંકવા માંગીએ છીએ તો તેના તરજુમા કરતાં અસલ ભાષામાંજ તે શાહદત વધારે ઉપયોગી થઇ પડેછે અને તરજુમા પર આપણને પુરો એતેબાર આવતો નથી કારણ તરજુમામાં તરજુમો કરનારથી અર્થનો અનર્થ થઇ જવાનો સંભવ રહેછે.

(૭) વિદ્વાનો સારી પેઠે જાણેછે કે એક ભાષાની ખરી ખુબી, તેની ઝમક, તેનો રસ, તેનો અલંકાર, વગેરે બીજી ભાષામાં તરજુમો કરતાં પુરેપુરો જળવાતો નથી, અને તેથી અસલ તે અસલજ, તેને નકલ પહોંચે નહિ.

(૯) ગુજરાતી ભાષામાં બંદગી જોડવા માગનારાઓની મતલબ એકજ છે અને તે એકે બંદગીમાં સમાયલી બાબદ સમજી શકાય પણ તે ખામી તો આજના વખતમાં મોટે ભાગે દુર થઇ છે, કારણુ એરવદ કાવશજી કાંગાએ તમામ અવસ્તાનો તરજુમો વ્યાકરણુ, ફરહગ વગેરે પ્રગટ કર્યા છે. અને વળી બીજી નાની ઘણી સસતી ખોરદેહ અવસ્તાની ચોપડીઓમાં દરેક ભણતરનો ટુંક સાર પણુ આપવામાં આવેછે, એ ઉપરાંત હવે તો કોલેજોમાં પણુ અવસ્તા ભાષા દાખલ થઇ છે. મુંબાઇમાં રૂ. બે થી દશ સુધીની ચઢ ઉતર સ્કોલરશીપો વિદ્યાર્થીઓને ઉતેજન અર્થે આપીને અવસ્તા શીખવવાના વર્ગોપણુ એક કરતાં બે મદ્રેસામાં ચાલેછે. ટુંકમાં જ્યારે આપણુ જરથોસ્તીઓ પારકી ભાષામાં દાકટર, વકીલ, ઇજનેર

વગેરેની અઘરી પરિક્ષાઓ આપી નામીચી ફતેહ મેળવી શકીએ છીએ તો ખુદ ખોદાને પીછાનવાની, આપણાં અનંત સુખનો રસ્તો શોધી કાઢવાની આપણા અશો પેગમબરે જાહેર કરેલાં ફરમાનોની ભાષા શીખવાને નબળાઇ દેખાડવી આપણ જેવા સુધરેલા જરથોસ્તી ટોળાંને કેમ છાજે?

(ણ) અગરજો કબુલ કરીએ કે ગુજરાતીમાં ઘણું, અસરકારક ભણતરો જોડઇ શકાશે તો પણ હાલની જરથોસ્તી રીતભાત જોતાં માલમ પડેછે કે કેટલાક જરથોસ્તીઓને ગુજરાતી ભાષાની બી સુગ છે. ઘણાંક મોટાં ઘરમાં નાનાં બાળકોને વતીક અંગ્રેજીમાંજ બોલવાની ટેવ પાડવામાં આવેછે, જે જરથોસ્તીઓની અંગ્રેજોની નકલ કરવાની વળણ જોતાં આગળ જતાં વધશે અને તેવાં જરથોસ્તી માટે ગુજ-

રાતી ભણતર કેમ માફક આવશે ? તેમજ બીજે કેટલેક ઠેકાણે જાથુક વસવાત કરી રહેલાં જરથોસ્તીઓ ગુજરાતી સીવાયની બીજી ભાષા સાધરણ વહેવારમાં વાપરેછે. દાખલા તરીકે ઇરાનમાં ફારસી, કલ્યાણીમાં મરાઠી, સીંધમાં સીંધી, ઉત્તર હિંદુસ્તાનમાં હિદુસ્તાની વગેરે તેવાઓ માટે કંઇ જુદી જુદી ભાષાઓમાં જોઇએ તેવાં ભણતર જોડી શકાય એમ માની શકાતું નથી. ત્યારે તો સૌથી સુતરો ઉપાય એજ છે કે અસલ અવસ્તા ભાષાજ ચાલુ રાખવી અને તે સમજીને ભણવાની કોશેશ કરવી. અલબત સમજીને ભણવા માટે ખુદ અવસ્તામાંજ જણાવેલું છે. આગળ આપણે નવ સાહદત આપી તેમાંની સાતમી વીસ્પરદની શાહદતમાં પણ હપ્તન યસ્તનું ભણતર નહિ સમજ પડે તો તે સમ-

જાબવાની એક કુટુંબના વડાને માથે ફરજ નાંખેલી છે. સમજીને ભણવા માટે એક બીજી શાહદત નીચે મુજબ છે:—

યથ કાદ્ય આગ્રઓત્ યત્ દીમ્ અહુમચ્ રતુમચ્ આદદત્.

ઈજસ્ને હા ૧૯. ફ. ૧૨.

અર્થ—જે કોઈ અહીંઆ (યાને આ દુન્યામાં) (હોનવરનો કલામ) બરાબર સમજીને ભણે (તે શખ્સ) તેને (યાને અહુરમજદને) અહુ તથા રતુ (યાને દીન તથા દુન્યાના વડા) તરીકે મુકરર કરેછે.

(ત) ગુજરાતીમાં જોડેલી બંદગીની તરફેણ કરનારાઓ એવું જણાવેછે કે હાલ પણ આપણી પાસે પાજંદમાં જોડેલી બંદગીઓ છે તેનું કેમ? તેનો જવાબ એ છે જે તેવી બંદગીઓ અવસ્તા ભાષાની બંદગીઓ

સાથ સરખાવતાં નહિ જેવીજ છે, અને તે અવસ્તા ભાષાની બંદગીઓમાં પુરવણી કરવા અર્થેજ છે. અવસ્તામાંથી તેવી બંદગીઓને લગતા ફકરા નહિ મળી આવવાથીજ ધર્મ પુસ્તકોને અનુસરીને તેમ જોડવાની સાસાની જમાનાના નામીચા અશો દસ્તુરોને જરૂર જણાઇ હતી. વળી ન્યાએશ તથા યશ્તોમાં શરૂઆતમાં દીબાચા રૂપે તેમજ પછવાડે સેવટ તરીકે પાજંદ ફકરાઓ ઉમેરવામાં આવ્યા છે. એજ દેખાડે છે કે જો તેઓ ચાહતે તો આગળ પાછળ પાજંદ ફકરાની પૂરવણી કરવાને બદલે તમામ ન્યાએશો તથા યશ્તો પાજંદમાં જોડી શકતે પણ તેમ કીધું નથી. એજ પુરવાર કરેછે કે અવસ્તા ભાષાજ બંદગીમાં ચાલુ રાખવાને તેઓ આતુર હતા.

(૪) અવસ્તાની બંદગીમાં જયાં જ્યાં સામટાં અવસ્તા ભણતરની વચ્ચે પાજંદ

ફકરા દાખલ કરવાની જરૂર જણાઇ છે ત્યાં ત્યાં તે ફકરાઓ બાજમાં યાને મોઢું બંધ કરીને ભણવાને ફરમાવ્યું છે એબી દેખાડે છે કે પાંજંદને તેઓએ અવસ્તાથી ઉતરતે દરજે ગણીને અવસ્તાને મેટી ।અગત આપી-છે, અને તેથીજ એમ કર્યું છે, પણ જ્યાં જ્યાં પાજંદ ફકરા અવસ્તાના સામટા લખાણની આગમજ યા પાછળ ઉમરેલા છે, ત્યાં તેઓ પ્રગટ ભણવામાં આવેછે.

(૬) ગુજરાતીમાં બંદગી રચાવનારા બીજી દલીલ એવી રજુ કરેછે કે ફકત સાધારણ બંદગીજ ગુજરાતીમાં જોડાવવી અને યજસ્ને વંદીદાદ જેવાં ધર્મ ક્રિયાના ભણતર અવસ્તા ભાષામાંજ રહેવાં દેવાં જેથી અવસ્તા ભાષા પણ સલામત રહે; પણ આપણે જાણીએ છીએ કે સાધારણ બંદગી સાથજ સર્વ જર-

થોસ્તીઓને રોજ કામ પડેછે અને તે એકલી અવસ્તા ભાષામાંજ ભણવાથી ગોયા આખી જરથોસ્તી કોમને એક કોમ તરીકે મજબુત સાંકળથી જોડાયલી રાખેછે. બંદગીને લગતો અવસ્તાનો થોડો ભાગ પણ ગુજરાતીમાં જોડયાથી તે સાંકળની એક કડી ખોરવાય અને તેથી દેખઇતી રીતે મોડે વહેલે તે સાંકળ આખી કદાચ ગુમ થઇ જાય. અને વળી સાધારણ બંદગીઓજ ગુજરાતીમાં જોડાય તો ધર્મ ક્રિયાના ભણતર કયે ધોરણે ગુજરાતીમાં જોડવાને ના પાડી શકાય? અસલ ભાષા એક વાર ચુંથાઇ અને ખોરવાઇ તો મોડે વહેલે તે સદતર ગુમ થાય અને તેથી પારસી કોમની એક કોમ તરીકેની કીર્તી પણ ઝંખવાય.

ઉપલાં સામટાં લખાણનો સાર ત્યારે એજ નીકળી શકે કે આપણુ જરથોસ્તીઓને બંદગી

કરવા લાયક કલામ તે પાક અવસ્તાજ છે જેની મોટાઇનાં કારણો આપણે ઉપર જોઇ ગયા.

**૧૫ બંદગી વાજીંત્ર સાથ કરવાની કશી જરૂર નથી—**

કારણકે પહેલાં તો તે વિષે અવસ્તામાં ઇશારો વતીક નથી બીજું તો એકે એ રીતે કોઇ શખ્સ ખોદાને જલદી પુગો હોય એવી પણ શાહદત કેથે મળતી નથી. બીજું એકે એક ચિત્તની બંદગીમાં તેથી ખલલ થવાનો સંભવ રહેછે, તેથી ખુદાઇ સ્તુતિમાં લીન થવાને બદલે વાજીંત્રમાંથી નીકળતા મીઠા સરોદમાંજ લપટઇ જઇ ખરી નેમથી વેગળા જવાય. વળી દેખઇતું છે કે વાજીંત્રના સરોદ અને અવસ્તા ભણતર બન્ને ઉપર ધ્યાન વહેંચાઇ જવાથી બંદગી સંપુર્ણ ધ્યાન વગરની અને તેટલા માટે જોઇએ તેવી ફાયદાકારક

થઈ પડે નહિ. વાજીંત્રથી બંદગી જો વધારે અસર કારક બનાવવાનીજ નેમ હોય તો તે નેમ અવસ્તા ભાષાની એજમતી બંદગીને ખરા અને ખાલેસ દીલથી પુરતા એતેકાદ તથા ધ્યાનથી શાંતપણે સમજીને કરવામાં આવે તો, તેમાં કુદરતી રીતેજ એવો મીઠાશ અને જોશ આવે કે વાજીંત્રના સરોદોની કાંઇ ગરજ રહે નહિ. જ્યારે અવસ્તાના ભણતર લલકારીને ભણવામાં આવેછે, ત્યારે તે નહિ સમજનારની ઉપર પણ કેવી ઉંડી અસરકારક છાપ મારી તેના દીલમાં ભલી લાગણી ઉત્પન્ન કરેછે, તે અનુભવીઓને જાણીતું છે.

[ ઉપલી શાહદતોમાં તરજુમો એરવદ કાવશાજી એદલજી કાંગાની ચોપડીઓમાંથી આપવામાં આવ્યો છે. ]

લાઃ—એરવદ મ. મા.

# બંદગી શું શું અને કયારે કયારે કરવી.

## (૧) દરરોજની ફરજયાત બંદગીઓ

### (ક) બિછાનું છોડતાં.—

એક અષેમ વોહુ ભણવી. પછી ત્યાંજ ઉભા રહી કુસ્તી છોડીને અહુરમજદ ખોદાય આખી ભણીને કુસ્તી પુરી કરવી. તે પછી નિરંગ લેવો. [ એ વિષે "સદર નજમ" કેતાબમાં લખેલું છે ] નિરંગ લેતાં "શેકસ્તહે શયેતાન" ની બંદગી ત્રણવાર પઢવી, પછી સરોશ બાજમાં આવેલી પાંચ યથા અહુવઈર્યો પઢતાં શરીરનાં પાંચ ઉઘાડા ભાગો જેવાકે બેઉ હાથ મોહું અને બંને પગની પાટલીને નિરંગ ચોપડવો ત્યાર બાદ આખી સરોશ બાજ પુરી કરી

ચોખાં પાણીથી હાથ મોઢું ધોઈ કેમના મજદા તથા અહુરમજદ ખોદાએ ભણીને કુસ્તી કરવી.

## (ખ) હાવન ગેહમાં.—

સરોશ બાજ, હાવન ગેહ, પછી હોરમજદ યસ્ત, અરદીબેસ્ત યસ્ત, અને સરોશ યસ્ત હાદોખ્ત, પછી ખુરશેદ મેહેરની ન્યાએશ, પછી દોઆ વીસ્પ હુમત, દોઆ નામ સેતાયસ્ને અને ચારે દિશાનો નમસ્કાર. [ કામા વોહરાની રેવાયત તથા ફરજ્યાત નામાં ઉપરથી દસ્તુર એરચજી શો. મેહરજી રાણા "રેહબરે દીને જરથુસ્તી"માં જણાવેછે ]

### અથવા

સરોશ બાજ, હાવન ગેહ, પછી ખોરશેદ મેહરની ન્યાએશ, પછી દોઆ વીસ્પ હુમત,

દોઆ નામ સેતાયશ્ને તથા ચારે દિશાનો નમસ્કાર પછી ઉપલી કોઈબી યસ્ત. [મોબેદોના ચાલુ રેવાજ મુજબ ]

## (ગ) રપિથ્વન ગેહમાં:—

સરોશ બાજ, રપિથ્વન ગેહ, ખોરશેદ મેહેરની ન્યાએશ, અને હોરમજદ યસ્ત [ દ૦ એરચજી શે. મેહેરજીરાણાની ઉપલીજ કેતાબ મુજબ. ]

### અથવા

ખોરશેદ મેહરની ન્યાએશ, દોઆ નામ સેતાયશ્ને, ચારે દિશાનો નમસ્કાર અને રપિથ્વન ગેહ [ મોબેદોના ચાલુ રેવાજ મુજબ.]

[ ફરવરદીન મહીનાના હોરમજદ રોજથી મેહર મહિનાના અનેરાંન રોજ સુધી સાત

મહીના રપિથ્વન ગેહ ભણુવી. પણ આવાં મહીનાના હોરમજદ રોજથી છેલ્લા વહિસ્તોઇસ્ત ગાથા સુધી પાંચ મહીના "રપિથ્વન ગેહને બદલે" "હાવન" ગેહ પઢવી એમ "કામા વોહરા"ની રેવાયતમાં લખેલું છે. ]

## (ઘ) ઉજીરન ગેહમાં:—

સરોશ બાજ, ઉજીરન ગેહ, ખુરશેદ મેહેરની ન્યાએશ અને સરોશ યશ્ત હાદોખ્ત [ દ૦ એરચજી સો. મેહેરજી રાણા ]

અથવા

ખોરશેદ મેહેરની ન્યાએસ, દોઆ નામ સેતાયશને, ચારે દિશાનો નમસ્કાર, ઉજીરન ગેહ અને સરોશ યશ્ત હાદોખત [ મોબેદોના ચાલુ રેવાજ મુજબ ]

(ક) અઇવિસ્રૂથ્રમ ગેહમાં.—

સરોશ બાજ, અઇવિસ્રૂથ્રમ ગેહ, વડી સરોશ યશ્ત, હોરમજદ યશ્ત, અરદીબેહેસ્ત યશ્ત, સરોશ યશ્ત હાદોખ્ત અને પતેત [દ૦ એરચજી સો. મેહેરજી રાણા

અથવા

સરોશ બાજ, અઇવિસ્રૂથ્રમ ગેહ, સરોશ યશ્ત વડી, અને પતેત [ મોબેદોના ચાલુ રેવાજ મુજબ. ]

(ચ) ઉશહેન ગેહમાં.—

સરોશ બાજ, ઉશહેન ગેહ, હોરમજદ યશ્ત, અરદીબેહેસ્ત યશ્ત, સરોશ યશ્ત હાદોખ્ત, [ દ૦ એરચજી શો. મેહરજીરાણા તથા મોબેદોના ચાલુ રેવાજ મુજબ. ]

ઉશહેન ગેહમાં બંદગી કરી રહ્યા પછી સવારના બામદાદને વખતે "હોશબામ"ની બંદગી કરેલી ઘણી સારી છે. કેટલાક હાવન ગેહમાં સરોશ બાજ પછી પણ પઢેછે.

[ ઉપર જણાવેલી દરેક ગેહમાં ભણવાની બંદગીઓ શરૂ કર્યાં આગમજ "ક્નોશ્નર અહુરહે મજદાઓ અષેમ વોહુ ૧" પઢયા પછી મોહું બંધ રાખી સ્વચ્છ પાણીથી શરીરના ઉઘાડા ભાગ ધોઇ નુંછી કુસ્તી કરવી અવશ્યની છે, અને એ બંદગીઓ પુરી કર્યાં પછી જો કોઇ વખત ફાજલ પાડી શકે અને ખોરદેહ અવસ્તામાં આવેલી વધુ ન્યાએશો તથા યશ્તો ભણે તો તેને વધારે સવાબ લાગે. ]

## (છ) રાત્રે સુવા જતી વેળા.—

એક અષેમ વોહુ ભણવાથી મોટો ફાયદો થતો "હોદોખ્ત નુસ્ક"ના અવસ્તામાં જણાવ્યો છે. [એટલે રાત્રે સુતી વેળાએ અષેમમાં સમાયલી અશોઇનાજ વિચાર સાથે સુવાથી બુરા વિચારો તેમજ બુરા સ્વપનાઓ આવતા નથી. કેટલાક સુવા અગાઉ સરોશ યશ્ત પઢે છે, અને આપણે ઉપર જોયું તેમ અઇવિસ્રૂથ્રેમ ગેહમાં તે પઢવાની ખાસ જરૂરજ છે. 'સરોશ' દાદાર અહુરમજદના હોકમ તરફની તાબેદારી ઉપરનો ફરેસ્તો છે. તેથી સરોશની સ્તુતિ કરી દાદારના ફરમાન મુજબ ચાલવાનો કોલ આપી સુઇએ તો દાદાર આપણી સંભાળ રાખે એ દેખઇતું છે.]

## (જ) હાજતે જતી વેળા.—

હાજત ખાનાથી ત્રણ કદમ દુર ઉભા રહી "ગુનેહ શેકસ્તે સદ હજાર બાદ યથા અહુ વઇર્યો એક" પછી હાજતે જઇ આવી પાછા ત્રણ કદમ દુર ઉભા રહિ "બાજ પેશાબ"ની પુરી કરી કુસ્તી પાદીયાબ કરવી.

## (ઝ) ખાનું ખાતી વેળા.—

ખાનું ખાવા આગમજ કુસ્તી પાદીઆબ કરી "જમવાની બાજ" ધરીને મુગે મોઢે જમવું તથા જમી રહીને પાણીના કોગલા કરીને મોઢાંમાંથી તમામ કગરસ કાઢી નાખી બાજ મુકી ફકત અહુરમજદ ખુદાયનું ભણતર ભણીને કુસ્તી કરવી.

## (૨) આતશ ખાનાઓમાં કરવી જોઇતી બંદગી.—

નંબર પહેલામાં જણાવ્યા મુજબ કોઇબી ગેહમાં પોતાની ફરજ્યાત બંદગી પઢીને આતશ ન્યાએશ પઢવી અને જો ફુરસદ હોય તો અરદીબહેસ્ત, સરોશ યા બેહરામ યસ્ત પઢવી, કારણકે છેલ્લા ત્રણ ફરેસ્તા આદર હોરમજદના હમકાર યાને સાથે કામ કરનાર છે. [ "શાપુર ભરૂચી"ની રેવાયતમાં જણાવ્યા મુજબ "આતશ ન્યાએશ," દર મહીનામાં હોરમજદ, અરદીબહેસ્ત, આદર, સરોશ, અને બેહેરામ એ પાંચ રોજે જરૂર કરવી અને બનેતો રોજ કરવી. આતશખાનામાં ન જવાય તો ઘરના આતશ આગળ પણ કરવી.

આતશ સાથ સંબંધ ધરાવનાર ખાસ મહીના અરદીબેહેસ્ત તથા આદર છે.]

## (૩) ખોરશેદની સનમુખ કરવી જોઇતી બંદગી:—

નંબર પહેલામાં જણાવ્યા મુજબ હાવન, રપિથ્વન, અને ઉજીરન ગેહમાં ખોરશેદ મેહરની ન્યાએશ ભણવી. સુરજ નહિ દેખાતો હોય તો હાવન ગેહનાં વખતમાં પુર્વ દિશાએ અને રપિથ્વન તથા ઉજીરન ગેહમાં પશ્ચિમ તરફ મોહું રાખીને ભણવું. બને તો ખોર-શેદ યસ્ત પણ ભણવી [ પેહલવી "નીરંગસ્તાન" કેતાબ મુજબ દરરોજ ત્રણ વેલા ખોરશેદ મેહરની ન્યાએશ કરવી એ આપણી છ મુખ્ય ફરજોમાંની એક છે.]

## (૪) અર્દવિસુર (યાને નદી, દર્યા વગેરે કુદરતી પાણી) સનમુખ કરવી જોઇતી બંદગી:—

અવસ્તામાં જણાવ્યા મુજબ સુર્યની રોશનીમાંજ યાને હાવન, રપિથ્વન તથા ઉજીરન ત્રણે ગેહમાંજ નંબર પહેલામાં જણાવ્યા મુજબ ફરજ્યાત બંદગી પછી આવાં અર્દવિસુર નિઆએશ પઢવી અને ફરસુદ હોય તો આવાં યસ્ત પણ પઢવી. [ "ફરજ્યાતનામા" માં જણાવ્યા મુજબ દર મહીનાના અસ્પંદાદ, આવાં, દીન, અર્શીસ્વંગ, અને મારેસ્પંદ રોજે જરૂર પઢવી. દરરોજ પઢે તો વધુ સવાબ લાગે. ]

## (૫) માહબોખ્તાર (યાને ચંદ્ર) સનમુખ કરવી જોઈતી બંદગી:—

નંબર પહેલામાં જણાવ્યા પ્રમાણે ફરજયાત બંદગી પછી માહબોખતારની સનમુખ માહ બોખ્તાર ન્યાએશ ભણવી [પેહલવી "નીરંગસ્તાન" માં જણાવ્યા મુજબ એ ન્યાએશ દર મહીનાની ચાંદરાત પુનમ અને અમાસને દહાડે ભણવી પણ દરરોજથી ભણે તો વધુ સવાબ લાગે.]

## (૬) ગાહામબાર અને બીજાં જશનોમાં કરવી જોઇતી બંદગી:—

પહેલા નંબરમાં જણાવ્યા પ્રમાણે પ્રથમ કુસ્તી પાદીઆબ કરી બંદગી પઢવી અને જ્યાં જશનની ક્રિયા મોએદો કરતા હોય ત્યાં

હાજર રહી ફક્ત તે પવિત્ર કલામો સાંભળવા પાછળજ ધ્યાન આપવું અથવા જો તે પઢતાં આવડતું હોય તો સાથે સાથે પઢવું. પણ ત્યાં બેસી બીજાઓ સાથ વાતચીત કરી બંદગીની ગંભીરતા અને અસરમાં ખલલ કરવી વાજબી નથી.

## (૭) ફરવરદેગાન અથવા મુકતાદના તેહવાર પર કરવી જોઇતી બંદગી:—

(ક) અસપંદાદ મહીનાના આસ્તાદ રોજથી અનેરાન રોજ સુધીના પહેલા પાંચ દીવસ બનતાં સુધી પાંચો ગેહમાં પહેલા નંબરમાં જણાવ્યા મુજબ ફરજ્યાત બંદગી ગુજારી ફરાઓત નામનો ઈજશનેનો હા, અથવા અષેમ વોહુ ૧૨૦૦ પઢવી, બીજા પાંચ ગાથા-

ના દીવસો ઉપર ફરજ્યાત બંદગી પઢી પહેલા ગાથાના દીવસે પહેલો ગાથા બીજાને દીવસે બીજો એમ પાંચે ગાથા પઢવા અથવા ૧૨૦૦ યથા અહુ વઇર્યો પઢવી તથા પતેત કરવી જરૂરની છે. [ એમ "બરજોર કામદીન" ની રેવાયતમાં લખેલું છે] એ ઉપરાંત એ દીવસોએ ફરોહરોનું આ દુન્યામાં આવવું થાયછે માટે તેમની સ્તુતીનું ભણતર જે "ફરવરદીન યસ્ત," તે પણ એ દીવસોએ ભણવામાં આવે તો વધુ ફાયદો થાય.

## (ખ) પતેતીને દિવસે.—

એ પાંચમો ગાથાનો દીવસ વરસનો છેલ્લો હોવાથી નંબર ૧) માં જણાવ્યા પ્રમાણે ફરજ્યાત બંદગી પઢી પછી પતેત કરી આખાર વરસમાં થએલા ગુનાહની માફી ચાહવી અને

તે ફરીથી નહિ થાય તેની કબુલાત આપવી. [ ફરવરદીન યસ્તના ૪૯) મા ફકરાને આધારે દ૦ એરચજી સો૦ મેહેરજી રાણાની "રેહબરે દીને જરથુસ્તીમાં, ખોલાસે માજદીયસને" માં તેમજ બીજી કેતાબોમાં ઉપર જણાવેલા દશ દીવસજ ફરવરદેગાનના યાને અશો ફરોહરના ખાસ ગણ્યા છે, તે પછી નરોઝ, રપિથ્વન અને ખોરદાદ સાલ નવા વરસના જશનના દીવસો ગણાયછે. એ દીવસો મજકુર દશ દીવસની લગોલગ આવતા હોવાથી તેઓ તથા તેમની વચ્ચેના દીવસો એટલે ફરવરદીન મહીનો ને હોરમજદ રોજથી ખોરદાદ રોજ સુધીના દીવસો બી કેટલાક અશો ફરોહરના દિવસો અથવા મુકતાદના દીવસો તરીકે ગણે છે. દ૦દારાબ પેશો૦ સંજાણા ફરવરદીન યસ્તના મજકુર ફકરાનો સહેજ જુદો અર્થ કરી મુક-

તાદના અથવા અશો ફ્રેરોહરોના સોલ અથવા સતર દીવસ ગણવાની જુની રૂઢીને વાજબી ગણેછે અને તેને ૬૦ કેખશરો જા. જામારપઆશાના ટેકો આપેછે.]

## (ચ) નવાં વરસ અથવા નરોઝને દિવસે.—

નંબર ૧) માં જણાવ્યા મુજબ ફરજયાત બંદગી ભણી પોતાના સંગા વ્હાલાં અને મિત્રો સાથે "હમાજોર" કરવી. હમાજોર લેતાં બોલવું કે "સાલ મુબારક હમાજોર હમા અશો બેદ, દેરજી વ શાદજી" તે પછી આતશ બહેરામમાં જઇ બંદગી કરવી [સાધારણ રીતે એ નવા વરસના પહેલા દીવસને આપણા લોક પતેતી કહેછે. પતેતી એટલે પતેત કરવાનો દીવસ. જો ગુજસ્તે વરસમાં

થયલા ગુનાહનો પસ્તાવો નવા વરસના પહેલા દીવસે બી થઇ શકે તો તેને પતેતી કહેવામાં ખોટું નથી. પણ વરસના છેલ્લા દીવસને જે આપણે "નરોઝ" એટલે નવા વરસનો દીવંસ કહીએ છીએ તે તો ખરેખર ખોટુંજ છે.]

## (ધ) રપિથ્વન ઇજવાને દીવસે:—

ફરવરદીન મહિનો અને અરદીબહેસ્ત રોજે રપિથ્વન ગેહમાં દરેમેહેરમાં જઇ નંબર ૧) માં જણાવ્યાં પ્રમાણે બંદગી કરી ત્યાં થતાં જશનની ક્રિયામાં સામેલ થવું. રપિથ્વનનું આફ્રીન્ગાન આવડતું હોય તો મોબેદો સાથે ભણવું, અને નહિ આવડે તો તે પાક ભણતર ધ્યાનથી સાંભળવું.

## (૭) ખોરદાદ સાલને દિવસે:—

નંબર ૧) માં જણાવ્યા પ્રમાણે બંદગી કરવી પણ હાવન ગેહમાં એક ખુરશેદની ન્યાએશને બદલે ૯) અને એક મેહરની ન્યાએશને બદલે ૩), તેમજ રપીથ્વન અને ઉજીરન ગેહમાં એક ખોરશેદની ન્યાએશને બદલે ૩) તથા એક મેહેરની ન્યાએશ પઢવી [એ વિષે "શાપુર ભરૂચી"ની રેવાયતમાં જણાવેલુંછે.]

## (૮) દોખમાં આગળ કરવી જોઇંતી બંદગી:—

[ "રેહબરે દીને જરથોસ્તી"માં જણાવ્યા મુજબ ફરોહરો દર મહીનાના ફરવરદીન રોજથી આ દુન્યામાં આવતાં હોવાથી ] દર

મહીનાના ફરવરદીન રોજે દોખમાં આગળ જઈ નંબર પહેલામાં જણાવ્યા મુજબ ફરજ્યાત બંદગી પછી, ફરવરદીન યશ્ત અને જો તે ન બની શકે તો સતુમનો કરદો રવાનોની યાદ સાથનો ભણવો, તેમજ રવાનની પતેત ભણવી. [જો દર મહિનામાં જવું ન બને તો ફરવરદીન મહીનો ને ફરવરદીન રોજ તેમજ આદર મહીનાના ફરવરદીન રોજે ખાસ જવું.]

[દ. દારાબ પેશોતન સંજાણા ઇ. સ. ૧૯૦૦ ના અકટોબર માસમાં મુંબઇ સમાચારમાં જણાવે છે કે એ મજકુર દીવસોએ ખાસ કરી દોખમાં આગળ જવાની જરૂર નથી પણ

દરમેહેર યા બીજી કોઇ પવિત્ર જગામાંજ ફરેશહરની આરાધના કરવી વધારે વાજબી છે.]

## (૯) પાપના પશ્ચાતાપ માટે કરવી જોઇતી બંદગી:—

નંબર પહેલામાં જણાવ્યા મુજબની બંદગી કરી આદરબાદ મારેસપંદે જોડેલી પતેત પશેમાની પઢવી.

## (૧૦) દુખ દરદો દફે કરવા માટે કરવી જોઇતી બંદગી:—

નંબર પહેલામાં જણાવ્યા મુજબની બંદગી પછી પછી અરદીબહેસ્ત યસ્ત યા મોટી હફ્તન યસ્ત, યા હોમ યસ્ત. યા બહેરામ યસ્ત, યા વનંત યસ્ત પઢવી.

## (૧૧) રવાન થયું હોય તે વેળા કરવી જોઇતી બંદગીઃ—

(ક) રવાનને સંજોગીને મુકયા પછી નંબર પહેલામાં જણાવ્યા મુજબ પ્રથમ ફરજ્યાત બંદગી પઢી પછી મરનારની નૈયતે ન્યાએશ, પતેત, વિગેરે બીજા કોઇબી અવસ્તા પઢવા.

### (ખ) પાયદસતે જતી વેળા—

ખુરશેદ-મેહેરની ન્યાએશ પોતાની, તથા પતેત ગુજરનારની નઇઅતે પઢી, પાએદેહેશ જનારાઓએ પેવંદ રાખી, સરોશ બાજ. ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અશેમ વોહુ (૧) યથા અહુ વેરીઓ (૫)થી "અપહે" સુધી પઢી, બાજમાં સરોશ્ર અશો, સરોજ અશો, બોલતાં લાસની પાછલ ૩૦ કદમ દુર ચાલવું. લાસને દોખમામાં મેલી દરવાજો બંધ કીધા

પછી "નેમસ્ચા યા આરમઇતિશ ઈજાચા" ત્રણવાર, યથા અહુ વેરીઓ (૨), ઈઅસનેમચ હજંઘરેમ–જસમે અવઅંઘહે મજદ [વનંત્યા-ઓસ્ચ ઉપરતાતો શબ્દો પછી "ખ્વાશહે ખદાતહે"થી પુરી પઢવી.] પછી નમસ્કાર દોખમાનો પઢે અને પાદીઆબ કુશતી કરી સરોશ બાજ પઢી ફરજ અદા કરી ઘર તરફ પાછા ફરતાં થોડા કદમ ચાલી જમણે હાથે કપડાંનું પેવંદ ધરીને તે હાથ જમીન ઉપર મુકે ને જમણાં પગનું ગુઠણુ જમીન ઉપર મુકીને યથા અહુ વેરીઓ (૧) પઢે, પછે ત્રણ કદમ ચાલીને બીજી વાર અને તીજી વાર એજ રવેશે અહુનવર પઢે.

(ગ) **ઉઠમણામાં:**—ઉજીરન ગેહમાં પ્રથમ કુસ્તી પાદીઆબ કરી પછી ખોરશેદ અને મેહેર ન્યાએશ એક એક આપણી ફરજ

ગુજારવા માટે કરવી અને પછી બીજી એક એક ખોરશેદ મહેરની ન્યાએશ મરનારની નૈયતે ભણવી, પછી દુઆ નામ સેતાયસ્ને, નમસ્કાર ચારે દીશાનો પછી ઉજીરનગેહ પછી સરોશ યસ્ત હોદોખ્ત, અને સેવટે મરનારની નૈયતે પતેત પઢવી.

**( ઘ ) ચેહારમની બામદાદઃ**—ચેહારમની બામદાદે ઉશહેન ગેહમાં આતશ ન્યાએશ હોરમજદ અને સરોશ યસ્ત હોદોખ્ત તથા પતેત મરનારની નૈયતે ભણવી.

[મરનારની નૈયતની છેક ચેહારમની બામદાદ સુધીની દરરોજની બંદગી કરતી વેળા એટલું જરૂર યાદ રાખવું કે "અહમાઇ રએશચ," અને " કેરફે મોજદ " બીલકુલ ભણવી નહિ. "હજંઘરેમ" આખી ભણવી અને "જસમે અવં-

ધહે મજ્દ"માં "વનંત્યાઓસ્ચ ઉપરતાતો" બોલો પઢયા પછી થ્વાસહે ખદાતહેથી ભણી પુરૂં કરવું પણ આપણી પોતાની ફરજ ગુજારીની બંદગી કરતી વેળા તો સઘળું ભણવું.]

## (૧૨) અવસ્તા જેને પઢતાં નહી આવડે તેણે નીચે મુજબ યથા અષેમ ભણવા.

ખુરશેદ ન્યાએશ માટે ૧૦૩ યથા.
મેહેર ન્યાએશ „ ૬૫ „
માહાબોખતાર „ ૬૫ „
આવાં અર્દવિસુર „ ૬૫ „
આતશની ન્યાએશ „ ૬૫ „
પાંચ ગેહ, દર ગેહ „ ૬૫ „

| | | | | |
|---|---|---|---|---|
| પતેત | માટે | ૧૨૧ યથા | ૧૨ | અષેમ. |
| અહુરમજદ યસ્ત | ,, | ૧૦૩ ,, | ૧૨ | ,, |
| અરદીબેહેસ્ત | ,, | ૬૫ ,, | | |
| સરોશ હાદોખ્ત | ,, | ૭૫ ,, | | |
| સરોશ યસ્ત વડી | ,, | ૧૦૩ ,, | | |
| દરેક આફ્રીનગાન. | ,, | ૧૨૧ ,, | ૧૨ | અષેમ. |

[એ વિષે દીનકર્દ તેમજ બહમન પુંજીઆની રેવાયતમાં જણાવ્યું છે.]

## બીજી વખતે યથા અષેમ ભણવાની વીગત.

| | | |
|---|---|---|
| ઘેરની બાહાર જતાં | ૧ | યથા. |
| નવું કામ આરંભતાં | ૧ | ,, |
| કાંધબી દુવા માગતાં | ૧ | ,, |

| | | |
|---|---|---|
| હરેક કામ શરૂ કરતાં | ૧ | યથા૦ |
| હરેક કામ પુરૂં કરતાં | ૧ | „ |
| બાહારથી ઘેરમાં આવતાં | ૧ | „ |
| પોતાનાં ફરજંદો માટે સારાં કામ કરતાં | ૬ | „ |
| જમીનમાં કંઇ રોપતાં | ૯ | „ |
| હરેક પ્રકારની સગાઇ કરતાં | ૧૧ | „ |
| જાનવરો ખરીદતાં | ૧૧ | „ |
| ઉંચી જગાએ ચઢતાં | ૧૨ | „ |
| શેહેર અથવા ગામમાં પેસતાં | ૧૨ | „ |
| મુસાફરી કરતાં અથવા ભુલા પડતાં | ૧૨ | „ |

[ એ વિષે બહમન પુંજીઆની રેવાયતમાં લખ્યું છે. ]

# પાક દાદાર અહુરમજદના ૧૦૧ નામ.

( બંદગી કરવા પહેલાં અથવા પછી પઢવાં )

| નામ. | અર્થ. |
|---|---|
| ૧ યજદ, | આરાધનાને લાયક. |
| ૨ હરવસપ તવાંન, | સર્વ શકતીવાન. |
| ૩ હરવસપઆગાહ, | તમામ ભેદોનો જાણનાર. |
| ૪ હરવસપખોદા, | કુલ આલમનો સાહેબ. |
| ૫ અબદહુ, | શરૂઆત વગરનો. |
| ૬ અબી-અનજામ, | છેડા વગરનો. |
| ૭ બુનશતહુ, | સઘળાની શરૂઆત એનાથી છે. |

| | |
|---|---|
| ૮ ફેરાખતંતહુ, | સઘળાઓનો છેડો એનાથી છે. |
| ૯ જમગ, | બુજોરગોમાં બુજોર્ગ. |
| ૧૦ પરજતરહુ, | સર્વે ચીજોમાં ઘણો બુલંદ. |
| ૧૧ તુમ અફ્યહુ, | એની પરહેજગારી એવી છે કે એનાથી કાંઇ છુપું નથી તેમજ કોઇને એનાથી દુઃખ નથી. |
| ૧૨ અબરવંદ, | એનાથી બદી હમેશાં દુર. |
| ૧૩ પરવંદહુ, | સઘળી ચીજોનું જોડાણ એનાથી છે. |
| ૧૪ આંનઅયાફેહુ, | કોઇબી ચીજ તેને પામી નહીં શકે. |

| | |
|---|---|
| **૧૫ હુમ-હુઅયાફ,** | તમામ છુપી ચીજને તે પામે છે. |
| **૧૬ આદરો,** | તેથી આડો રસ્તો જાહેર નથી. |
| **૧૭ ગીરા,** | સર્વ ખલકનો નેગેહેબાન. |
| **૧૮ આચેમ,** | તેને જાહેર થવાનો સબબ માલુમ નથી. |
| **૧૯ ચમના,** | દરેક ચીજ પેદા કરવાનો શબબ જાહેરીમાં લાવ્યો. |
| **૨૦ સપેના,** | ગેતી અને મીનોને પેદા કરનાર. |
| **૨૧ અફ્જા,** | વૃધી કરનાર. |
| **૨૨ નાશા,** | ઘટતું કરનાર. |
| **૨૩ પરવરા,** | પાલનાર. |

| | |
|---|---|
| **૨૪ આયાનહુ,** | આદમી, પરંદાં તથા હેવાનનો નેગેહેબાન. |
| **૨૫ આયઇન-આયાનહુ,** | પોતાની જાતથી નહી ફરે. |
| **૨૬ અન-આયાનહુ,** | કોઇ તેવી શેકલ અને શુરત પેદા નહીં કરે. |
| **૨૭ ખરોશીદતુમ,** | ખલકથી આશાયશનો હાજતમંદ નહીં. |
| **૨૮ મીનોતુમ,** | ગેબી યાને મીનોની ઉપર પાયદાર છે. |
| **૨૯ વાસના,** | આસ્માન અને જમીન ઉપર મશહુર છે. |
| **૩૦ હરવસતુમ,** | બેહુ આલમની વસ્તી એથી છે. |
| **૩૧ હુસેપાસ,** | સર્વ તેનાં શુકરાનાની પેવંદ રાખે છે. |

૩૨ હુર-હેમીદ, તમામ ખલકને તેની સાથે ઉમેદ છે.

૩૩ હુરનેકફરેહુ, સાહેબોનો સાહેબ અને જલકાટ ભરેલો.

૩૪ બેશતરના, દુઃખને દફે કરનાર.

૩૫ તરોનીસ. પોતાની કુદરતથી જબુન ચીજને તાલનાર.

૩૬ અનુશક, રવાનને બેમર્ગ કરનારો.

૩૭ ફેરશક, કામનો સરંજામ ઉતારનાર.

૩૮ પજોહુદહુદ, પોતાની ખુદીથી પેદા થયલો.

૩૯ ખવાપર, મેહરબાનીનો કરનાર.

૪૦ અવખશાયા, મેહરબાન અને બક્ષાવનાર.

૪૧ અબરજા, બક્ષનાર.

૪૨ અ-સિતોહ, તેની તારીફ થઈ શકે નહી.

૪૩ રખોહ, ખુશાલ અને બે-પરવાહ.

૪૪ વરૂન, ખરાબી દુર કરનાર.

૪૫ અ-ફરીપહ, કોઇને ફરેબ નહી આપે.

૪૬ બે-ફરીતફહ, કોઇના ફરેબથી ઠગાય નહી.

૪૭ અધવદ, સર્વનો હેવાલ પુછનાર.

૪૮ કાંમે-રદ, તેની મુરાદ નેકીની છે.

૪૯ ફેરમાંન કામ, પોતાની ઇચ્છા મુજબ કરનાર.

૫૦ આયેખતન, એશરીક અને બેમીશાલ.

૫૧ અ-ફેરસુશ, ખલકને હમેશાં યાદ કરનાર.

૫૨ હમારના, ગુનાહ અને સવાબનો શુમાર કરનાર.

૫૩ સનાયા, લાયક માણસની પીછાણુ કરનાર.

૫૪ અ-તરસ, દુશમનથી બીહે નહી એવો.

૫૫ અ-બીશ, કોઇને આજાર નહી આપે એવો.

| | |
|---|---|
| ૫૬ અફેરાજદુમ, | લોકોને તરેહવાર કારીગરી દેખાડનાર. |
| ૫૭ હુમચુન, | સઘળી જગા અને ચીજની આસપાસ છે. |
| ૫૮ મીનો સતીહુગર, | છુપો પેદા કરનારો. |
| ૫૯ અ-મીનોગર, | કાલબુદને જાહેર કરનારો પણ રવાનને નહીં. |
| ૬૦ મીનો-નહુબ | કાલબુદને પેદા કરનાર અને પોતા સાથે કબુલ કરનાર. |
| ૬૧ આદર-બાદગર, | હેરારત યાને ગરમીના આજારને દફે કરનાર |
| ૬૨ આદર-નમગર, | હવાનો આતશ કે જેની મદદથી વરસાદ આવે છે. |

**૬૩ આદ-આદરગર,** ગરમીની વખત બોખાર ધુઆંની જેને વાદલ કહે છે.

**૬૪ બાદ-નમગર,** જે થંડમાં વરસાદ લાવે છે.

**૬૫ બાદ-ગેલગર,** બાહરની મોસમમાં ફુલો પેદા કરનાર.

**૬૬ બાદગેરદતુમ,** હવા તથા ખાકને પેદા કરનાર.

**૬૭ આદર-કીબરીત તુમ,** પથ્થરમાંથી આતશ કહાડનાર.

**૬૮ બાદગરજાએ,** ગરમીનો પવન એનાથી છે.

**૬૯ આબતુમ,** સ્વચ્છ પાણી પેદા કરનાર.

૭૦ ગેલ-આદરગર, જમીનથી આતશને રોશન રાખે.

૭૧ ગેલ-વાદગર, જેણે ખાકમાંથી નદી પેદા કીધી.

૭૨ ગેલ-નમગર, જમીનની અંદર ગંધક વગેરેની ખાનનો પેદા કરનાર.

૭૩ ગરગર, કારીગરોમાં તેજ કારીગર.

૭૪ ગરોગર, મોરાદ બક્ષનાર.

૭૫ ગરાગર, ખાસ ઈનસાનને પેદા કરનાર.

૭૬ ગરાગરગર, આદમી તથા ગોસ્પંદને પેદા કરનાર.

૭૭ અ-ગરાગર, ચેહારે અનાસરનો પેદા કરનાર.

| | |
|---|---|
| **૭૮ અ-ગરાગરગર,** | સેતારાઓના અરકાનને પેદા કરનાર. |
| **૭૯ અ-ગુમાન,** | શક વગરનો. |
| **૮૦ અ-જમાન,** | જેની અજમાયશ કોઈથી થઈ શકે નહી. |
| **૮૧ અ-ખુઆન,** | હમેશ જાગતો. |
| **૮૨ આમુશાત હુશીઆર,** | હમેશે હુશીઆર. |
| **૮૩ ફેશુતનાં,** | ખલકનો પાસ્બાન. |
| **૮૪ પદમાંની,** | અંદાજો રાખનાર. |
| **૮૫ પીરોજગર,** | ફત્તેહમંદ. |
| **૮૬ ખુદાવંદ,** | ઈનસાફનો કરનાર સાહેબ. |
| **૮૭ અહુરમજદ,** | માહડાની. |

| | |
|---|---|
| ૮૮ અબરીનકોહુન-તવાંન, | પેદા કરવામાં ઘણો શકતો. |
| ૮૯ અબરીન-નોતવાં, | ખલકને ફરીથી ઉઠાડવામાં ઘણો કાદેર. |
| ૯૦ વસપાંન, | ખલકની ફરીઆદે પોંહચનાર. |
| ૯૧ વસપાર, | નફાનો કરનાર. |
| ૯૨ ખાવર, | તમામ જેહાંનનો નેગેહબાન. |
| ૯૩ અહુ, | નેક કામોનો કરનાર. |
| ૯૪ અવખશીદાર, | હમેશ જાગતો. |
| ૯૫ દાદાર, | ઈનસાફનો લાવનાર અને આલમ તેથી કાયમ છે. |

૯૬ રયોમંદ, ખાલેશ અને સાફ.

૯૭ ખુરેહમંદ, નુરમંદ અને શોભતો

૯૮ દાવર, રાસ્ત ઇનસાફ કરનાર

૯૯ ફેરફેગર, સવાબનો ધણી જે આદમીઓનાં સવાબથી ઘણો ખુશ છે.

૧૦૦ ઓખતાર, આદમીઓનાં કાલબુદોને સાફ કરનાર.

૧૦૧ ફરશોગર, રસ્તાખેજનો કરનાર.

અષેમ વોહુ ૧.



# બનામે યજદે બખશાયનદહે
# બખશાયશગરે મેહેરબાંન.



## અશેમ વોહુ.

અશેમ વોહુ વહીશતેમ અસતી, ઉશતા અસતી ઉશતા અહમાઈ, હયત અશાઇ વહીશતાઇ અશેમ.

## યથા અહુ વઇરયો.

યથા અહુ વઇરયો અથા રતુશ અશાત ચીત હચા, વંઘહેઉશ દજદા મનંઘહો શ્યઓથનનાંમ અંઘહેઉશ મજદાઈ, ખશથરેમચા અહુરાઈ આ યીમ દરેગુબયો દદત વાસતારેમ.

## નીરંગ આબેજાર લેવાની.

શેકસતેહ શેકસતેહ શેતાંન, અહેરે-મન ગજસતેહ કારો કેરદાર; નરસદ ગજસતેહ કારો કેરદાર; સીઓ-સે અ-મેશાસપંદ દાદાર અહુરમજદ પીરો-જગર પાક; અષઓને અષેમ વોહુ (૧) (ત્રણ વાર પઢે.)

## કેમ ના મજદા.

કેમ ના મજદા મવઇતે પાયુમ દદાત, હયત મા દરેગવાઓ દીદરેષતા અએ-નંઘહે, અનયેમ થવહ્‌માત આથરસચા મનંઘહસચા, યયાઓ ષયઓથનાઇશ અષેમ થરઓશતા અહુરા, તામ મોઇ દાંસતવાંમ દએનયાઇ ફ્રાવઓચા.

કે વેરેથરેમ-જા થવા પોઇસેનગહા

ચોઇ હેનતી, ચીથરા મોઈ દાંમ અહુમ બીશ રતુમ ચીજદી; અત હોઈ વોહુ સરઓષો જનતુ મનંઘહા, મજદા અહમાઇ યહમાઇ વષી કહમાઇચીત.

પાત નો તબીષયનતત પઇરી, મજદા-ઓસચ આરમઇતીશચ સપેનતસચ, નસે દએવી દરૂખશ, નસે દએવાચીથરે, નસે દએવા ફ્રરકરશતે, નસે દએવા-ફ્રરદાઇતે, અપદરૂખશ નસે, અપ દર-ખશ દવાર, અપ દરૂખશ વીનસે, અપાખેવરે અપનસયેહે, મા મેરેનચઈ-નીશ ગએથાઓ અસતવઇતીશ અષહે-નેમસચા યા આરમઇતીશ ઈજાચા અષેમ વોહુ (૧)

## નીરંગ કુસતી બાંધવાની.

અહુરમજદ ખોદાએ, અહેરેમન અવાદશાંન દુર અવાજ દાશતાર; જદ. શેકસતેહ બાદ; અહેરેમન, દેવાંન, દરૂજાંન, જાદુઆંન, દરવંદાંન, કીકાંન, કરફાંન, સાસતારાંન, ગુનેહગારાંન, આશમોગાંન, દરવંદાંન, દુશમનાં, ફેરીઆંન, જદ શેકસતેહ બાદ, દુશ પાદશાહાન અવાદશાંન બાદ; દુશમનાં સતોહ બાદ; દુશમનાં અવાદશાંન બાદ- અહુરમજદ ખોદાએ, એજ હમા ગુનાહ પતેત પશેમાનુમ એજ હરવસતીન દુશમત દુજુખત દુજવરશત, મેમ પ ગેતી મનીદ; ઑએમ ગોફ્ત, ઑએમ કરદ, ઑએમ જસત, ઑએમ બુન બુદ એસતેદ, એજ આંન ગુનાહ મન-

શની ગવશની ફુનશની, તની રવાંની ગેતી મીનો આંની, ઓખે અવાખશ પશેમાંન, પસે ગવશની પ પતેત હોમ. ખશનઓથર અહુરહે મજદાઓ: તરેઓ દીતે અંઘરહે મઇનયેઉશ. હઇથયાવરશ-તાંમ હુયત વસના ફરશોતેમેમ: સત-ઓમી અષેમ. અષેમ વોહુ (૧), યથા અહુ વઇરયો (૨), અષેમ વોહુ (૧)

## જસ મે અવંઘહે મજદ.

જસ મે અવંઘહે મજદ, જસ મે અવંઘહે મજદ, જસમે અવંઘહે મજદ. મજદયસનો અહમી, મજદયસનો જર-થુશતરીશ ફરવરાને આસતુતસચા ફર-વરેતસચા. આસતુયે હુમતેમ મનો, આસતુયે હુખતેમ વચો, આસતુયે હુવ-રશતેમ શયઓથનેમ, આસતુયે દએનાંમ

વંઘહીમ માજદયસનીમ ફ્રસપાયએ ખેપરાંમ, નીવા-સનઈથીષેમ, ખએતવ-દથાંમ, અષઓનોમ. યા હાઇતીનાંમચા બુષયેઇંનતીનાંમચા મજીશતાચા, વહીશ-તાચા, સરએશતાચા, યા આહુઇરીશ જરથુશતરીશ. અહુરાઇ મજદાઇ વીસપા વોહુ ચીનહમી. અએષા અસતી દએ-નયાઓ માજદયસનોઇશ આસતુઇતીશ. અષેમ વોહુ (૧)

પાંચ ગેહ જુદી જુદી પઢવાની.

## હાવન.

(સવારે ૬ થી ૧૨ વાગા સુધી ભણવાની.)

હાવનેએ અષઓને અષહે રથવે યસનાઇચ વહમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ. સાવંઘહેએ વીસયાઇચ

અષઓને અષહે રથવે, યસનાઇચ વહુમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ.

## રપીથવન. *

( બપોરે ૧૨ થી ૩ વાગા સુધી ભણવાની. )

રપીથવીનાઇ અષઓને અષહે રથવે, યસનાઇચ વહુમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ. ફ્રરાદત-ફ્ષવે જનતુમાઇચ અષઓને અષહે રથવે, યસનાઇચ વહુમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ.

---

* આવાં મહિનાના **હોરમજદ રોજ**થી તે **વહીશતોઈશત ગાથા** સુધી રપીથવન ગેહ ભણવામાં આવતી નથી; પણ તેને બદલે **બીજી હાવન** હોય છે, માટે તેટલા દિવસ બપોરના કલાક ૧૨ થી ૩ સુધી **હાવન** ગેહજ પઢવી.

## ઉજીરન.

( બપોરે ૩ થી ૬ વાગા સુધી ભણવાની. )

ઉજયેહરીનાઇ અપઓને અપહે રથવે, યસનાઇચ વહુમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ. ફ્રરાદત-વીરાઇ દખયુ માઇચ અપઓને અપહે રથવે, યસ-નાઇચ વહુમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ.

## અઇવીસરૂથરેમ.

( રાતે ૬ થી ૧૨ વાગા સુધી ભણવાની )

અઇવીસરૂથરેમાઇ અઇબીગયાઇ અપ ઓને અપહે રથવે, યસનાઇચ વહુમા-ઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ. ફ્રરાદત-વીસપાંમ હુજયાઇતેએ જરથુશ-તરો તેમાઇચ અપઓને અપહે રથવે, યસનાઇચ વહુમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ.

## ઉષહેન.

(રાતે ૧૨ થી તે સહવારે ૬ સુધી ભણવાની.)

ઉષહીનાઈ અષઓને અષહે રથવે, યસનાઇચ વહમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ. બેરેજયાઈ નમાનયાઇચ અષઓને અષહે રથવે. યસનાઇચ વહમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસ-તયએચ.

### સરોશ બાજ.

ખશનઓથર અહુરહે મજદાએ. અષેમ વોહુ (૧)

૫ નામે યજદાંન અહુરમજદ ખોદાએ અવજુની, ગોરજે ખોરેહ અવજાયાદ. સરોશ અશો, તગી, તન ફરમાન, શેકફ્ત જીન, જીન અવજાર, સાલારે

દામાને અહુરમજદ એરસાદ. એજ હમા ગુનાહ પતેત પશેમાનુમ; એજ હરવસતીન દુશમત દુજુખત દુજવરશત, મેમ પ ગેતી મનીદ, ઑએમ ગોફત, ઑએમ કરદ, ઑએમ જસત, ઑએમ બુન બુદ એસતેદ, એજ આંન ગુનાહ મનશની ગવશની કુનશની, તની રવાની ગેતી મીનોઆંની, ઓએ અવાખશ પશેમાન, પ સે ગવશની પ પતેત હોમ. યથા અહુ વઇરયો (૫), અષેમ વોહુ (૩).

ફ્રવરાને મજદયસનો જરથુશતરીશ વીદએવો અહુરતકએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસતયએચ. સરઓષહે અષયેહે, તખમહે, તનુ-માંથરહે, દરષી દરઓશ, આહુઇરયેહે, ખશનઓથર

યસનાઈચ વહુમાઇચ ખશનઓથराइच. ફ્રેસસતયએચ, યથા અહુ વઇરયો જઓતા ફ્રેરા મે મરૂતે, અથા રતુશ અષા-તચીત હુચ ફ્રેરા અષવ વીધ્વાઓ મરઓતુ.

સરઓષેમ અષીમ, હુરઓધેમ, વેરે થરાજનેમ ફ્રેરાદત ગએથેમ, અષવનેમ અષહે રતુમ યજમઇદે. અહુનેમ વઇરીમ તનુમ પાઇતી; અહુનેમ વઇરીમ તનુમ પાઇતી; અહુનેમ વઇરીમ તનુમ પાઇતી. યથા અહુ વઇરયો (૧)

☞ (કેમના મજદા આખી પઢે.)

યથા અહુ વઇરયો (૨): યસનેમચ વહુમેમચ અઓજસચ જવરેચ આફ્રરીનામી, સરઓષહે અષયેહે, તખમહે, તનુમાંથરહે, દરષી દરઓશ, આહુઇરયેહે. અષેમ વોહુ (૧)

## અહમાઇ રએશચ.

અહમાઇ રએશચ ખરેનસચ, અહમાઇ તનવો દરવતાતેમ, અહમાઇ તનવો વજદ્વરે, અહમાઇ તનવો વેરેથરેમ, અહમાઇ ઇશતીમ પઓઉરૂશખાયરાંમ, અહમાઇ આસનાંમચીત ફેરજનતીમ, અહમાઇ દરેઘાંમ દરેઘોજીતીમ, અહમાઇ વહીશતેમ અહુમ અષઓનાંમ, રઓચંઘહેમ, વીસપો ખાથરેમ. અથ જમયાત યથ આફ્રીનામી. અષેમ વોહુ (૧).

## હુજંઘરેમ.

હુજંઘરેમ બએવજનાંમ, બએવરે બએવજનાંમ: હુજંઘરેમ બએવજનાંમ, બએવરે બએવજનાંમ; હુજંઘરેમ બએ-

વજનાંમ, અએવરે અએષ્જનાંમ. અષેમ વોહુ (૧)

જસ મે અવંઘહે મજ્દ.

જસ મે અવંઘહે મજ્દ, જસમે અવંઘહે મજ્દ, જસમે અવંઘહે મજ્દ. અમહે હુતાશતહે હુરઓઘહે, વેરેથ્રઘનહે અહુરધાતહે, વનઇંતયાઓસચ ઉપરતાતો, રામનો ખાસતરહે, વયઓસ ઉપરોકઈરીયેહે તરધાતો અનયાઇશ દામાંન, અએતત તે વયો યત તે અસતી સપેનતો-મઇનયઓમ, થવાષહે ખધાતહે, જરવાનહે અકરનહે, જરવાનહે દરેઘો-ખધાતહે. અષેમ વોહુ (૧)

કેરફેહ મોજ્દ.

કેરફેહ મોજ્દ ગુનાહ ગુજારેશનેરા

હુનમ, અશાહી રવાન હુશારમરા હુમ કેરેહેહુ હુમા વેહાંને હુકત કેશવર જમીન, જમીન-પેહના, રૂદ-દરાના, ખોરશીદ-બાલા, બુનદેહાદ બેરસાદ; અશો એદ દેરજી! અથ જમયાત યથ આફરીનામી! અષેમ વોહુ (૧)

## હોશબામ.

(બામદાદનેજ વખતે પઢવી.)

અથ ઇમાં વચો દરેનજયોઇશ, યોઇ અંઘહેન વારેથરઘનયોતેમચ બએષજયોતેમચ; પનચ અહુન વઇરીય ફ્રસરા વયોઇશ. યથા અહુ વઇરયો (૫): અહુનેમ વઇરીમ તનુમ પાઇતી, અહુનેમ વઇરીમ તનુમ પાઇતી, અહુનેમ વઇરીમ તનુમ પાઇતી, યથા અહુ વઇરયો (૧);

('કેમ ના મજદા' આખી પઢવી)

અષેમ વોહુ (૧), યથા અહુ વઇ-
રીયો (૨૧), અષેમ વોહુ (૧૨).

નેમસે તે હુશબામી, નેમસેતે હુશ-
બામી, નેમસે તે હુશબામી. અએતત
દીમ વીસપનામ મજીશતેમ દજદયાઇ,
અહુમચ રતુમચ યીમ અહુરેમ મજ-
દાંમ, સનથાઇ અંઘરહે મઇનયેઉશ
દરવતો, સનથાઇ અએષમહે ખરવી-
દરઓશ, સનથાઈ માજઇનયનાંમ દએ-
વનાંમ, સનથાઈ વીસપનાંમ દએવનાંમ
વરેનયનાંમચ દરવતાંમ. (બાજમાં પઢે)
શેકસતેહ ઘનામેનયો, બર અહેરેમન
લેઆંનત સદ હજાર બાર. (પ્રગટ પઢે)
રેદથાઇ અહુરહે મજદાઓ રએવતો

ખરેનંઘઉહતો, ફેરદથાઇ અમેષનાંમ સપેનતનાંમ, ફેરદથાઈ તીશતરયેહે સતારો રએવતો ખરેનંઘઉહતો, ફેરદથાઈ નરશ અષઓનો, ફેરદથાઈ વીસપનાંમ સપેનતહે મઇનયેઉશ દામનાંમ અષઓનાંમ. યથા અહુ વઇરયો (૨)

વંઘહુચ વંઘહુયાઓસચ આફ્રીનામી વીસપયાઓ અષઓનો સતાઇશ, હુઇથયાઇચ બવાંઇથયાઇચ બુષયાંઇથયાઇચ, અપીમ રાસેનતીમ દરેઘો વારેથમનેમ, મીષાચીમ હુવો અઇવી ષાચીમ, મીષાચીમ અફ્રસાઓંઘહઇતીમ, બરેનતીમ વીસપાઓ બએષજાઓ અપાંમચ ગવાંમચ ઉરવરનાંમચ. તઉરવયેઇનતીમ વીસપાઓ તબએષાઓ દએવનાંમ મષયાનાંમચ. અરેષયનતાંમ અહુમાઇચ

નમાનાઈ, અહુમાઇચ નમાનહે નમાનો
પતેએ.

વંઘઉહીશચ અથાઓ વંઘઉહીશચ
અપયો, હુપઉરવાઓ વહેહીશ, અપ-
રાઓ રાસ્નતીશ દરેઘો વારેથમનો-
ચથનો મજીશતાઓસચ વહીશતાઓ-
સચ સરએશતાઓસચ અષયો એરેન-
વનતે. અમેષનાંમ સપેનતનાંમ ચસના
ઇચ વહુમાઇચ ખશનઓથરાઇચ ફ્રસ-
સતયએચ, ફ્રરદથાઈ અહે નમાનહે
ફ્રરદથાઈ વીસપયાઓ અષઓનો સતો-
ઇશ, હુમીસતએ વીસપયાઓ દરવતો
સતોઇશ. સતવસ અષા યે હુદાઓ
યોઇ હેનતી.

વસસચ તુ અહુર મજદ ઉશતાચ
ખશએષ હવનાંમ દામનાંમ. વસો આપો

વસો ઉરવરાઓ, વસો વીસપ વોહુ અપ-ચીથર; ખશયમનેમ અષ્નવનેમ હાયત. અખશયમનેમ દરવનતેમ. વસો ખશથરો ખયાત અષ્વ: અવસોખશ-થરો ખયાત દરવાઓ ગતો હુમીશતો, નીજબેરેતો હચ સપેનતહે મઇનયેઉશ હામઅયો, વરતો અવસો-ખશથરો.

હુખશય અજેમ ચીત યો જરથુશતરો ફરતેમાં નમાનનાંમચ, વીસાંમચ જનતુ-નાંમચ દખયુનાંમચ, અંવહાઓ દએ-નયાઓ અનુમતયએચ, અનુખતયએચ, અનવરશતયએચ, યા આહુઇરીશ જરથુશતરીશ.

યથ નો આઓાંવહાંમ પાતોમનાઓ, વહીશતો ઉરવાનોખાથરવઇતીશં તનવો હેનતો, વહીશતો અંવહુશ; આકાઓ-

